अमीरुल मोमिनीन

# હઝરત અલી મુર્તઝા رضی اللہ عنہ

:: સંપાદક ::

**પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી**

(ખલીફા તાજુશ્શરીઅહ, તંત્રી : બરકાતે ખ્વાજા માસિક)

**પ્રકાશક**

**અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા**

GRWB/059/Bharuch/02 C/o. ફય્ઝાને રઝા મંઝિલ,

મુ.પો. **દયાદરા**, તા. જિ. : ભરૂચ,

પિન. ૩૯૨૦૨૦ ફોન. : (૦૨૬૪૨) ૨૮૦૦૧૧,

મો. : ૯૪૨૭૪૬૪૪૧૧

**Web. :www.barkatekhwaja.net**

**Email : anjuman2006@hotmail.com**

પ્રકાશન નં. : ૨૧૩ આવૃત્તિ–૨ પ્રત : ૪૫૦૦

૫–જમાદિઉલ અવ્વલ હિ.સ. ૧૪૩૬ ફેબ્રુઆર–૨૦૧૫

**નૂરાની આર્ટ–દયાદરા, મો. ૯૪૨૭૪૬૪૪૧૧**

# અનુક્રમણિકા

# بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

## نَحۡمَدُهٗ وَ نُصَلِّی عَلٰی رَسُوۡلِهِ الۡکَرِيۡمِ

**اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيۡكَ يَارَسُوۡلَ اللّٰهِ   اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيۡكَ يَا نَبِیَّ اللّٰهِ**

**اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيۡكَ يَاحَبِيۡبَ اللّٰهِ   اَلصَّلٰوةُ وَ السَّلَامُ عَلَيۡكَ يَا نُوۡرَ اللّٰهِ**

**صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَيۡكَ وَسَلَّمَ**

દુનિયામાં અસંખ્ય લોકો પેદા થયા જેમાંથી મોટાભાગના એવા થયા જેમનામાં કોઈ કમાલ કે ખૂબી નથી, અને અમુક લોકો એવા થયા જેઓ કેવળ અમુક ખૂબીઓ ધરાવતા હતા. પણ હઝરત અલી મુર્તઝા کرم اللہ تعالیٰ وجہہ الکریم ની તે મહાન જાત છે જે ઘણી બધી ખૂબીઓ તથા કમાલોનો સમૂહ છે, આપ શેરે ખુદા પણ છે અને મુસ્તફા صلی اللہ علیہ وسلم ના જમાઈ પણ છે. હૈદરે કર્રાર પણ છે અને સાહિબે ઝુલ્ફિક઼ાર પણ, હઝરત ફાતિમા ઝહ્રાના પતિ પણ અને હસ્નૈન કરીમૈનના વાલિદે બુઝુર્ગવાર (પિતા) પણ, સખાવતવાળા પણ અને બહાદુરીવાળા પણ, ઈબાદત તથા રિયાઝતવાળા પણ અને ફસાહત તથા બલાગત (ઉમદા શક્તિ)વાળા પણ, ફાતેહે ખૈબર પણ અને ખિતાબના મેદાનના બાદશાહ પણ, સારાંશ કે આપ ઘણા બધા કમાલો તથા ખૂબીઓના સંગમ છે અને દરેકમાં વિશિષ્ટ તથા સમયના અજોડ છે એટલા માટે દુનિયા આપને 'મઝહરુલ અજાઈબો ગરાઈબ'થી યાદ કરે છે અને ક઼યામત સુધી એ જ પ્રમાણે યાદ કરતી રહેશે.

**મુર્તઝા શેરે હક્ક઼ અશ્જઉલ અશ્જઈન**
**બાબે ફઝ્લો ફઝ્લો વિલાયત પે લાખોં સલામ**
**શેરે શમશીરે ઝન શાહે ખૈબર શિકન**
**પરતવે દસ્તે કુદરત તે લાખોં સલામ**

## ★ નામ તથા વંશ ★

આપનું નામ નામી "અલી ઈબ્ને અલી તાલિબ" અને કુન્નિયત "અબુલ હસન" તથા "અબૂ તુરાબ" છે. આપ સરકારે અક઼દસ صلى الله عليه وسلمના કાકા અબૂ તાલિબના પુત્ર એટલે હુઝૂર صلى الله عليه وسلمના કાકાના પુત્ર (પિત્રાઈ ભાઈ) છે. આપનાં વાલિદા મોહતરમા (માતા)નું નામ ફાતિમા બિન્તે અસદ બિન હાતિમ છે. અને એ પહેલાં હાશમી ખાતૂન છે જેમણે ઈસ્લામ ક઼બૂલ કર્યો અને હિજરત કરી. *(તારીખુલ ખુલફા, પેજ–૧૧૩)*

આપનો વંશેવેલો આ પ્રમાણે છે : અલી બિન અબૂ તાલિબ બિન અબ્દુલ મુત્તલિબ બિન હાશિમ બિન હાશિમ બિન અબ્દે મુનાફ. આપ હિ.સ. ૩૦ આમ્મુલ ફીલમાં પેદા થયા, એલાને નબુવ્વતથી પહેલાં જ મૌલાએ કુલ સૈયદુર્રુસુલ જનાબ અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા صلى الله عليه وسلمની પરવરિશમાં આવ્યા કે જ્યારે કુરૈશ દુકાળમાં સપડાયેલા હતા તો હુઝૂર صلى الله عليه وسلمએ અબૂ તાલિબ પર બાળ બચ્ચાંનો બોજ હળવો કરવા માટે હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ને લઈ લીધા હતા. આ રીતે હુઝૂર صلى الله عليه وسلمના સાયામાં આપે પરવરિશ પામી અને એમની ગોદમાં હોશ સંભાવ્યો. આંખ ખુલતાં જ હુઝૂર صلى الله عليه وسلمનો જમાલે જહાંઆરા જોયો, તેમની જ વાતો સાંભળી અને તેમની જ આદતો શીખી. એટલા માટે

મૂર્તિઓની નજાસતથી આપનો દામન કદી ખરડાયો નહીં, એટલે કે આપે કદી મુર્તિપૂજા નથી કરી, એટલા માટે કર્રમલ્લાહુ તઆલા વજહહુ كرم الله تعالى وجهه الكريم આપનો લકબ થયો. *(તન્ઝીહુલ મકાનતિલ હૈદરિયહ વગેરે)*

## ★ આપનો ઈસ્લામ સ્વીકાર ★

હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ઓછી વયના લોકોમાં સૌથી પ્રથમ ઈસ્લામથી મુશર્રફ થયા. તારીખુલ ખુલફામાં છે કે જ્યારે આપ ઈમાન લાવ્યા તે વખતે આપની ઉમર મુબારક દસ વરસ હતી બલ્કે અમુક લોકોના કથનોના પ્રમાણે નવ વરસ અને અમુક કહે છે કે આઠ વરસ અને અમુક લોકો એનાથી પણ ઓછી બતાવે છે. અને આ'લા હઝરત ઈમામ અહમદ રઝા બરેલ્વી عَلَيْهِ الرَّحْمَةُ وَ الرِّضْوَانُ 'તન્ઝહિુલ મકાનતિલ હૈદરિયહ'માં ફર્માવે છે કે ઈસ્લામ સ્વીકાર વખતે આપની ઉમર આઠ દસ વરસની હતી.

આપના ઈસ્લામ સ્વીકારની વિગત મુહમ્મદ બિન ઈસ્હાકે આ પ્રમાણે વર્ણન કરેલ છે કે હઝરત અલી رضی اللہ عنہએ હુઝૂર صلى الله عليه وسلمને અને હઝરત ખદીજતુલ કુબરા رضی اللہ عنہાને રાતમાં નમાઝ પઢતા જોયા. જ્યારે એ લોકો નમાઝથી ફારિગ થઈ ગયા તો હઝરત અલી رضی اللہ عنہએ હુઝૂર صلى الله عليه وسلمને પૂછયું કે આપ લોકો આ શું કરી રહ્યા હતા ? હુઝૂર صلى الله عليه وسلمએ ફર્માવ્યું કે આ અલ્લાહ તઆલાનો એવો દીન છે જેને એણે પોતાના માટે પસંદ કર્યો છે અને એની તબ્લીગ તથા પ્રચારના માટે પોતાના રસૂલને મોકલ્યા છે. જેથી હું તમને પણ એવા મઅબૂદની તરફ બોલાવું છું જે

એકલો છે, એનો કોઈ શરીક નથી, અને હું તમને એની જ ઈબાદતનો હુકમ આપુ છું. હઝરત અલી كرم الله تعالى وجهه الكريم એ કહ્યું કે જ્યાં સુધી હું મારા પિતા અબૂ તાલિબને ન પૂછી લઉં ત્યાં સુધી એના બારામાં કોઈ ફેંસલો નથી કરી શક્તો. હુઝૂર صلى الله عليه وسلم ને એ વખતે એ રાઝ ઉઘાડુ કરવું મંઝૂર ન હતું એટલા માટે આપ صلى الله عليه وسلم એ ફર્માવ્યું, હે અલી ! જો તમે ઈસ્લામ નથી સ્વીકારતા તો હમણા આ મામલાને ગુપ્ત રાખો, એને કોઈના સમક્ષ જાહેર ન કરો.

હઝરત અલી رضي الله عنه જો કે એ વખતે રાતમાં ઈમાન ન લાવ્યા, પણ તઆલાએ આપના દિલમાં ઈમાનને અંકિત કરી આપ્યું હતું. બીજા દિવસે સવાર થતાં જ હુઝૂર صلى الله عليه وسلم ની ખિદમતમાં હાજર થયા અને આપની રજૂ કરેલી સર્વ વાતોને સ્વીકારી લીધી અને ઈસ્લામ લઈ આવ્યા.

## ★ આપની હિજરતનો બનાવ ★

સરકારે અક્દસ صلى الله عليه وسلم એ જ્યારે ખુદા તઆલાના હુકમ પ્રમાણે મક્કા મોઅઝ્ઝમાથી મદીના મુનવ્વરાની હિજરતનો ઈરાદો કર્યો તો હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ને બોલાવીને ફર્માવ્યું કે મને ખુદા તઆલા તરફથી હિજરતનો હુકમ થઈ ચૂક્યો છે જેથી હું આજે મદીના રવાના થઈ જઈશ. તમે મારા બિસ્તર પર મારી લીલા રંગની ચાદર ઓઢીને સૂઈ રહો, તમને તકલીફ થશે નહીં. કુરૈશની સર્વ અમાનતો જે મારી પાસે રાખેલ છે તેને તેમના માલિકોને આપીને તમે પણ મદીના ચાલ્યા આવશો.

આ મોકો ઘણો જ ડરામણો અને ખૂબ જ ખતરાવાળો હતો.

હઝરત અલી رضی اللہ عنہને ખબર હતી કે કુરૈશના કાફિરો સૂવાની હાલતમાં હુઝૂર ﷺની કત્લનો ઈરાદો કરી ચૂક્યા છે, એટલા માટે ખુદા તઆલાએ આપને બિસ્તર પર સૂવાથી મના ફર્માવી દીધું છે. આજે હુઝૂર ﷺનું બિસ્તર કત્લગાહ છે ! પરંતુ અલ્લાહના મહબૂબ દાનાએ ગોયૂબ જનાબ અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા ﷺના આ ફર્માનથી કે, "તમને કોઈ તકલીફ થશે નહીં, કુરૈશની અમાનત આપીને તમે પણ મદીના ચાલ્યા આવજો." હઝરત અલી كرم الله تعالى وجهه الكريمને પૂરું યકીન હતું કે દુશ્મન મને કોઈ તકલીફ પહોંચાડી શક્તો નહીં, હું જીવતો રહીશ અને જરૂરથી મદીના મુનવ્વરા પહોંચીશ. જેથી સરકારે અકદસ ﷺનું બિસ્તર જે આજે જાહેરી રીતે કાંટાંઓનું પાથરણુ હતું તે હઝરત અલી رضی اللہ عنہના માટે ફૂલોની સેજ બની ગયું. એટલા માટે કે એમનો અકીદો હતો કે સૂરજ પૂર્વને બદલે પશ્ચિમથી નીકળી શકે છે પણ હુઝૂર ﷺના ફર્માનની વિરૂધ્ધ નથી થઈ શક્તું.

હઝરત અલી رضی اللہ عنہ ફર્માવે છે કે હું રાતભર આરામથી સૂતેલો રહ્યો. સવારે ઉઠીને લોકોની અમાનતો તેમના માલિકોને સોંપવાનું શરૂ કર્યું અને કોઈનાથી ન છુપાયો, એ જ પ્રમાણે મક્કામાં ત્રણ દિવસ રહ્યો. અમાનતો અદા કર્યા બાદ હું મદીનાની તરફ ચાલી નીકળ્યો. રસ્તામાં કોઈએ મારાથી કોઈ ટકરાવ ન કર્યો ત્યાં સુધી કે હું કુબા પહોંચી ગયો. હુઝૂર ﷺ હઝરત કુલ્થૂમ رضی اللہ عنہના મકાનમાં તશરીફ ફર્મા હતા ત્યાં હું પણ રોકાઈ ગયો.

## ★ રસૂલનો ભાઈચારો ★

હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ની ઘણી વિશિષ્ટતાઓમાંથી એક એ પણ છે કે આપ સરકારે અક઼્દસ صلى الله عليه وسلمના જમાઈ હતા. પિત્રાઈ ભાઈ હોવાની સાથોસાથ "અક઼્દે મુવાખાત"માં પણ આપના ભાઈ છે. જેમ કે તિર્મિઝી શરીફમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضى الله عنهماથી રિવાયત છે કે રસૂલુલ્લાહ صلى الله عليه وسلمએ જ્યારે મદીનામાં ઉખુવ્વત એટલે ભાઈચારો સ્થાપ્યો કે બે બે સહાબીઓને ભાઈ બનાવ્યા તો હઝરત અલી رضى الله عنه રડતા રડતા બારગાહે રિસાલતમાં હાજર થયા અને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! صلى الله عليه وسلم આપે સર્વ સહાબીઓ વચ્ચે ભાઈ ચારો સ્થાપિત કર્યો, એક સહાબીને બીજા સહાબીના ભાઈ બનાવ્યા, પણ મને કોઈનો ભાઈ ન બનાવ્યો, હું આમ જ રહી ગયો ! તો સરકારે અક઼્દસ صلى الله عليه وسلمએ ફર્માવ્યું : અન્તઅખી ફિદ્દુન્યા વલ્આખિરહ, એટલે "તમે દુનિયા તથા આખેરત બંનેવમાં મારા ભાઈ છો." *(મિશ્કાત શરીફ, પેજ–૫૬૪)*

## ★ આપની બહાદુરી ★

હઝરત અલી رضى الله عنهની શુજાઅત (બહાદુરી) તથા હિંમત પ્રખ્યાત છે. અરબ તથા અજમમાં આપના બાવડાની કુવ્વતના સિક્કા બેસેલા છે. આપના રુઆબ તથા દબદબાથી આજે પણ મોટા મોટા પહેલવાનોનાં દિલ કાંપી ઉઠે છે, જંગે તબૂકના મોક઼ા પર સરકારે અક઼્દસ صلى الله عليه وسلمએ મદીના તયબહ પર આપને પોતાના નાયબ મુક઼ર્રર કર્યા હતા એટલા માટે એમાં હાજર ન રહી શક્યા. બાકીના સર્વ ગઝવાત તથા જેહાદોમાં શરીક થઈને ઘણી જ

જાંનિષારીની સાથે કાફિરોનો મુકાબલો કર્યો અને મોટા મોટા પહાડોને પોતાની તલ્વારો વડે મૌતને ઘાટ ઉતારી આપ્યા.

જંગે બદરમાં જ્યારે હઝરત હમ્ઝા رضی اللہ عنہને અસ્વદ બિન અબ્દુલ અસદ મખ્ઝૂમીને કાપીને જહન્નમમાં પહોંચાડયો તો એના પછી કાફિરોના લશ્કરનો સરદાર ઉત્બા બિન રબીઅહ પોતાના ભાઈ શયબા બિન રબીઅહ તથા પોતાના પુત્ર વલીદ બિન ઉત્બાને સાથે લઈને મેદાનમાં નીકળ્યો અને બૂમ પાડીને કહ્યું કે હે મુહમ્મદ ! صلی اللہ علیہ وسلم કુરૈશના શરીફોમાંથી અમારી જોડનો માણસ મોકલો ! હુઝૂર صلی اللہ علیہ وسلمએ સાંભળીને ફર્માવ્યું કે હે બની હાશિમ ! ઉઠો અને હક્કની હિમાયતમાં લડો જેની સામે અલ્લાહ તઆલાએ તમારા નબીને મોકલ્યા છે. હુઝૂરના આ ફર્માનને સાંભળીને હઝરત હમ્ઝા, હઝરત અલી અને હઝરત ઓબેદા رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ દુશ્મનની તરફ આગળ વધ્યા. લશ્કરનો સરદાર ઉત્બા, હઝરત હમ્ઝા رضی اللہ عنہની સામે થયો અને ઝિલ્લતની સાથે માર્યો ગયો. વલીદ જેને પોતાની બહાદુરી પર ઘણો જ નાઝ હતો તે હઝરત અલી رضی اللہ عنہની સાથે મુકાબલામાં મસ્ત હાથીની જેમ ઝુમતો ઝુમતો આગળ વધ્યો અને ડિંગો મારતાં મારતાં આપના પર હુમ્લો કર્યો. પણ શેરે ખુદા અલી મુર્તઝા كرم الله تعالى وجهه الكريمએ થોડીક વારમાં તેને મારીને ગબડાવી પાડયો અને ઝુલ્ફિકારે હૈદરીએ તેના ઘમંડને ખાકો ખૂનમાં મિલાવી દીધો. ત્યારબાદ આપે જોયું કે ઉત્બાના ભાઈ શયબાએ હઝરત ઓબૈદા رضی اللہ عنہને ઝખ્મી કરી દીધા તો આપે ઝપટીને એના પર હુમ્લો કર્યો અને તેને પણ જહન્નમમાં પહોંચાડી આપ્યો.

અને જંગે ઓહદમાં જ્યારે કે મુસલમાન આગળ તથા પાછળ થી કાફિરોની વચમાં આવી ગયા જેના સબબે ઘણા બધા લોકો શહીદ થયા તો એ વખતે સરકારે અક્દસ ﷺ પણ કાફિરોના ઘેરાવમાં આવી ગયા અને તેમણે એલાન કરી આપ્યું કે હે મુસલમાનો! તમારા નબીને કત્લ કરી દેવામાં આવ્યા. આ એલાનને સંભાળીને મુસલમાનનો ખૂબ જ પરેશાન થઈ ગયા બલ્કે એમનામાંથી ઘણા બધા લોકો ભાગી પણ ગયા. હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ફર્માવે છે કે જ્યારે કાફિરોએ મુસલમાનોને આગળ પાછળથી ઘેરી લીધા અને રસૂલુલ્લાહ ﷺ નિગાહથી ઓઝલ થઈ ગયા, તો પ્રથમ મેં હુઝૂરને જીવતા લોકોમાં શોધ્યા પણ ન જોવા મળ્યા, તો શહીદોમાં તલાશ કર્યા, ત્યાં પણ ન મળ્યા તો મેં મારા દિલમાં કહ્યું કે એવું કદાપિ નથી થઈ શક્તું કે હુઝૂર જંગના મેદાનેથી ભાગી જાય, જેથી અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે પાક ﷺને આસ્માન પર ઉઠાવી લીધા. એટલા માટે હવે બેહતર એ જ છે કે હું પણ તલ્વાર લઈને કાફિરોમાં ઘુસી જઉં અને ત્યાં સુધી કે લડતાં લડતાં શહીદ થઈ જાઉં. ફર્માવે છે કે મેં તલ્વાર લઈને એવો સખત હુમ્લો કર્યો કે કાફિરો વચ્ચેથી હટતા ગયા અને મેં રસૂલુલ્લાહ ﷺને જોઈ લીધા તો મને બેહદ ખુશી થઈ અને મેં યકીન કર્યું કે અલ્લાહ તબારક વ તઆલાએ ફરિશ્તાઓ થકી પોતાના હબીબ ﷺની હિફાઝત ફર્માવી. હું દોડીને હુઝૂર ﷺની પાસે જઈને ઉભો થઈ ગયો. કાફિરો ટોળીઓબધ્ધ હુઝૂર ﷺ પર હુમ્લો કરવા માટે આવવા લાગ્યા. આપે ફર્માવ્યું, અલી! તેમને રોકો! તો મેં એકલાએ તેઓનો મુકાબલો કર્યો અને તેમનાં મોઢાં ફેરવી દીધાં અને કેટલાયને કત્લ પણ કર્યા.

ત્યારબાદ ફરી એક ટોળી નબી ﷺ પર હુમ્લો કરવાની નિય્યતથી વધી. આપે ફરી મારી તરફ ઈશારો કર્યો તો મેં ફરી એ ટોળીનો એકલાએ મુક઼ાબલો કર્યો. ત્યારબાદ હઝરત જિબ્રઈલ عليه السلام એ આવીને હુઝૂર ﷺથી મારી બહાદુરી અને મદદની તારીફ કરી તો આપે ફર્માવ્યું : **اِنَّهٗ مِنِّیْ وَاَنَا مِنْهُ** "બેશક ! અલી મારાથી અને હું અલીથી છું" મતલબ એ છે કે અલીને મારી સાથે કમાલનો કુર્બ (નઝદીકી) હાંસલ છે. નબી કરીમ ﷺના આ ફર્માનને સાંભળીને હઝરત જિબ્રઈલે અર્ઝ કરી : **وَاَنَا مِنْكُمَا** "અને હું તમારા બંનેવથી છું."

સરકારે અક઼દસ ﷺને ન જોતાં હઝરત અલી رضی اللہ عنہનું શહીદ થઈ જવાની નિય્યતથી કાફિરોના જથ્થામાં એકલા ઘુસી જવું, અને હુઝૂર પર હુમ્લો કરવા આવનાર ટોળા ને ટોળાની સાથે એકલા હાથે મુક઼ાબલો કરવો એ આપની અજોડ બહાદુરી અને અતિશય દિલેરીની ખબર આપે છે. સાથોસાથ હુઝૂર ﷺ સાથે ઈશ્ક઼ અને સાચી મહોબ્બતનો પણ પતો આપે છે. **رضی اللّٰہ تعالٰی عنه وارضاه عنا**

અને હઝરત કઅબ બિન માલિક અન્સારી رضی اللہ عنہથી રિવાયત છે. તે ફર્માવે છે કે જંગે ખંદક઼ના દિવસે અમ્ર બિન અબ્દેવુદ (જે એક હજાર સવારોના બરાબર માનવામાં આવતો હતો) એક ઝંડો લઈને નીકળ્યો જેથી તે જંગના મેદાનને જુએ. જ્યારે તે અને તેની સાથેના સવારો એક સ્થળે ઉભા રહ્યા તો તેને હઝરત અલી رضی اللہ عنہએ ફર્માવ્યું, કે હે અમ્ર ! તું કુરૈશને અલ્લાહની ક઼સમ આપીને કહ્યા કરતો હતો કે જ્યારે કદીક મને કોઈ શખ્સ

બે સારાં કામોની તરફ બોલાવે છે તો હું એમાંથી એકને જરૂર અપનાવું છું. તેણે કહ્યું, હા ! મેં આવું કહ્યું હતું અને અત્યારે પણ કહું છું. આપે ફર્માવ્યું કે હું તમને અલ્લાહ વ રસૂલ عَزَّوَجَلَّ وَصَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ અને ઈસ્લામની તરફ બોલાવું છું. અમ્રએ કહ્યું, મને એનામાંથી કોઈની હાજત નથી. હઝરત અલીએ ફર્માવ્યું કે હવે હું તને મુક઼ાબલાની દાવત આપુ છું અને ઈસ્લામની તરફ બોલાવું છું. અમ્રએ કહ્યું, હે મારા ભાઈના પુત્ર ! શા માટે મુક઼ાબલાની દાવત આપે છે ? ખુદાની ક઼સમ ! હું તને ક઼ત્લ કરવાનું પસંદ નથી કરતો. હઝરત અલીએ કહ્યું કે પરંતુ ખુદાની ક઼સમ ! હું તને ક઼ત્લ કરવાનું પસંદ કરું છું. આ સાંભળીને અમ્રનું લોહી ગરમ થઈ ગયું અને હઝરત અલી તરફ ધ્યાનિત થયો. બંનેવ મેદાનમાં આવી ગયા અને થોડીવાર મુક઼ાબલો થયા બાદ શેરે ખુદાએ તેને મૌતને ઘાટ ઉતારીને જહન્નમમાં પહોંચાડી આપ્યો.

અને મુહમ્મદ બિન ઈસ્હાક઼ કહે છે કે અમ્ર બિન અબ્દેવુદ મેદાનમાં એવી રીતે નીકળ્યો કે લોખંડના બખ્તરો પહેરેલ હતો અને મોટા અવાજે કહ્યું, છે કોઈ જે મારા મુક઼ાબલામાં આવે ?! એ અવાજને સાંભળીને હઝરત અલી رضی اللہ عنہ ઉભા થયા અને મુક઼ાબલાના માટે હુઝૂર صلی اللہ علیہ وسلم થી ઈજાઝત માગી. આપે ફર્માવ્યું, બેસી જાવ ! આ અમ્ર બિન અબ્દે વુદ છે. બીજી વખતે અમ્રએ ફરી અવાજ આપ્યો, મારા મુક઼ાબલા માટે કોણ આવે છે ? અને મુસલમાનોને ભલુબુરુ કહેવાનું શરૂ કર્યું. કહેવા લાગ્યો, તમારી તે જન્નત ક્યાં છે જેના બારામાં તમે દાવો કરો છો કે જે પણ તમારામાંથી માર્યો જાય છે તે સીધો એમાં દાખલ થઈ જાય છે ?!

મારા મુક઼ાબલા માટે કોઈને કેમ ઉભો નથી કરતા ?! બીજીવાર ફરી હઝરત અલી رضي الله عنهએ ઉભા થઈને હુઝૂર ﷺથી ઈજાઝત માગી પણ આપે ફરી એવું જ ફર્માવ્યું કે બેસી જાવ ! ત્રીજીવાર અમ્રએ ફરી એ જ અવાજ આપ્યો અને કેટલાક શેઅરો પણ પઢયો. રાવીનું બયાન છે કે ત્રીજીવાર હઝરત અલી رضي الله عنهએ ઉભા થઈને હુઝૂર ﷺને અર્ઝ કરી કે યા રસૂલલ્લાહ ! હું એના મુક઼ાબલા માટે નીકળીશ ! આપે ફર્માવ્યું કે આ અમ્ર છે ! હઝરત અલી رضي الله عنهએ અર્ઝ કરી, ભલે અમ્ર જ કેમ ન હોય ! ત્રીજીવાર હુઝૂરે તેમને ઈજાઝત આપી દીધી. હઝરત અલી ચાલીને તેની પાસે પહોંચ્યા અને કેટલાક શેઅરો પઢયા જેનો મતલબ આ પ્રમાણે છે :

"હે અમ્ર જલ્દી ન કર ! જે આજિઝ નથી તે તારી પાસે તારી પોકારનો જવાબ આપનારો સાચી નિય્યત અને બસીરતની સાથે આવી ગયો અને દરેક કામયાબ થનારાને સચ્ચાઈ જ નજાત આપે છે. મને પૂરી ઉમ્મીદ છે કે હું તારા જનાઝા પર એવા વિશાળ ઝટકાવાળી નોહા કરનારીઓને ક઼ાયમ કરીશ કે જેની ચર્ચા લોકોમાં બાકી રહેશે."

અમ્રએ પૂછયું, તું કોણ છે ? આપે ફર્માવ્યું, હું અલી છું ! તેણે કહ્યું, અબ્દે મુનાફના પુત્ર છો ?! આપે ફર્માવ્યું, અલી બિન અબી તાલિબ છું. તેણે કહ્યું, હે મારા ભાઈના પુત્ર ! તારા કાકાઓમાંથી એવા પણ છે જેઓ ઉમરમાં તારાથી વધુ છે, હું તારું ખૂન વહાવવાને બુરુ સમજુ છું. હઝરત અલી رضي الله عنهએ ફર્માવ્યું, પણ ખુદાની ક઼સમ ! હું તારું ખૂન વહાવવાને જરાય બુરુ

નથી સમજતો ! આ સાંભળીને તે ગુસ્સાથી અકળાઈ ઉઠયો. ઘોડાથી ઉતરીને આગના શોલા જેવી તલ્વાર સંભાળી લીધી અને હઝરત અલીની તરફ લપક્યો, અને જબરદસ્ત વાર કર્યો કે આપે ઢાલ પર રોક્યો તો તલ્વાર એને ફાડીને ઘુસી ગઈ, ત્યાં સુધી કે આપના માથા પર વાગી અને ઝખ્મી કરી આપ્યા. હવે શેરે ખુદાએ સંભાળીને તેના ખભાની રગ પર એવી તલ્વાર મારી કે તે ગબડી પડયો અને ધૂળ ઉડી. રસૂલુલ્લાહ ﷺએ નારએ તકબીર સાંભળી જેનાથી જાણવા મળ્યું કે હઝરત અલીએ તેને જહન્નમમાં પહોંચાડી દીધો. શેરે ખુદાની આ બહાદુરી તથા શુજાઅતને જોઈને જંગના મેદાનનું એકે એક રજકણ ઝબાને હાલથી પોકારી ઉઠયું :

**શાહે મર્દાં શેરે યઝદાં કુવ્વતે પરવરદિગાર**
**લા ફતા ઈલ્લા અલી લા સૈફ ઈલ્લા ઝુલ્ફિક઼ાર**

એટલે કે હઝરત અલી رضی اللہ عنہ બહાદુરોના બાદશાહ, ખુદાના શેર અને કુવ્વતે પરવરદિગાર છે. એમના સિવાય કોઈ જવાન નથી અને ઝુલ્ફિક઼ારના વિના કોઈ તલ્વાર નથી.

એ જ પ્રમાણે જંગે ખયબરના મોક઼ા પર પણ હઝરત અલી رضی اللہ عنہએ શુજાઅત તથા બહાદુરીનાં તે જૌહર દેખાડયાં જેની ચર્ચા હમેશાં બાકી રહેશે. અને લોકોનાં દિલોમાં જોશ તથા વલવલો પેદા કરતાં રહેશે.

ખૈબરનો તે કિલ્લો જે મુરહ્હબના તખ્તનો પાયો હતો તેને ફતહ કરવો આસાન ન હતો. આ કિલ્લાને સર કરવાના માટે સરકારે અક઼દસ ﷺએ એક દિવસ અબૂબક્ર رضی اللہ عنہને ઝંડો એનાયત કર્યો અને બીજા દિવસે હઝરત અબૂબક્ર رضی اللہ عنہને અતા કર્યો. પણ ફાતેહે ખૈબર થવાનું તો કોઈ અન્યના માટે મુક઼દ્દર

બની ચૂક્યું હતું એટલા માટે તે હઝરાતથી એ ફતહ ન થયો. જયારે આ ચળવળમાં ખૂબ જ અધિક મોડુ થયું તો એક દિવસે સરકાર ﷺએ ફર્માવ્યું કે હું આ ઝંડો કાલે એક એવા શખ્સને આપીશ કે જેના હાથ પર ખુદા તઆલા ફતહ અતા કરશે, તે શખ્સ અલ્લાહ વ રસૂલને દોસ્ત રાખે છે, અને અલ્લાહ વ રસૂલ તેને દોસ્ત રાખે છે. (عَزَّوَجَلَّ وَصَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ)

હુઝૂર ﷺની ખુશખબરીને સાંભળીને સહાબાએ કિરામ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَએ એ રાત ઘણી જ બેક઼રારીમાં પસાર કરી, એટલા માટે કે દરેક સહાબીને એ તમન્ના હતી કે હે કાશ ! રસૂલુલ્લાહ ﷺ કાલે સવારે અમને ઝંડો એનાયત ફર્માવે તો એ વાતની સનદ થઈ જાય કે અમે અલ્લાહ વ રસૂલ عَزَّوَجَلَّ وَصَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَને મહબૂબ રાખીએ છીએ અને અલ્લાહ વ રસૂલ عَزَّوَجَلَّ وَصَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ અમને ચાહે છે, અને એ મહાન નેઅમત તથા મહાન સદનસીબીથી પણ સરફરાઝ થઈ જતા કે ફાતેહે ખૈબર બની જતા. એટલા માટે કે તેઓ સહાબી હતા વહાબી ન હતા ! તેમનો એ અક઼ીદો હરગિઝ ન હતો કે કાલે શું થવાનું છે હુઝૂરને એની શું ખબર ?! બલ્કે એમનો અક઼ીદો હતો કે અલ્લાહના મહબૂબ દાનાએ ગોયૂબ જનાબ અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા ﷺએ જે કાંઈ ફર્માવ્યું છે તે કાલે થઈને રહેશે, એમાં રજમાત્ર ફરક નથી થઈ શક્તો.

જયારે સવાર થઈ તો તમામ સહાબાએ કિ઼રામ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ ઉમ્મીદો લઈને બારગાહે રિસાલતમાં હાજર થયા અને અદબની સાથે જોવા લાગ્યા કે નબી કરીમ ﷺ આજે કોને સરફરાઝ ફર્માવે છે. સૌની અરમાનભરી નજરો

હુઝૂરના હોટ મુબારકના હલનચલન પર કુર્બાન થઈ રહી હતી એવામાં સરકાર ﷺએ ફર્માવ્યું : "અલી ઈબ્ને અબીતાલિબ ક્યાં છે ? અર્ઝ કરવામાં આવી, યા રસૂલલ્લાહ ! ﷺ તેમની આંખો આવી છે, તેમની આંખો દુઃખે છે ! આપે ફર્માવ્યું, "કોઈ જઈને એમને બોલાવી લાવે !" જ્યારે હઝરત અલી رضی اللہ عنہને લાવવામાં આવ્યા તો રહમતે આલમ ﷺએ તેમની આંખો પર લુઆબે દહન (થૂક મુબારક) લગાડયું તો તે તદ્દન સાજી થઈ ગઈ ! હદીષ શરીફમાં છે કે "અને એમની આંખો એ પ્રમાણે સારી થઈ ગઈ જાણે કે દુઃખતી ન હતી." પછી હુઝૂરે તેમને ઝંડો અતા ફર્માવ્યો. હઝરત અલી رضی اللہ عنہએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શું હું એ લોકો સાથે ત્યાં સુધી લડુ જ્યાં સુધી કે તેઓ અમારી જેમ મુસલમાન ન થઈ જાય. હુઝૂર ﷺએ ફર્માવ્યું કે નરમીથી કામ લો, પ્રથમ તેમને ઈસ્લામની તરફ બોલાવો અને પછી બતાવો કે ઈસ્લામ ક઼બૂલ કર્યા બાદ એમના પર શું હક્કો છે. ખુદાની ક઼સમ ! જો તમારી કોશિશથી એક શખ્સને પણ હિદાયત મળી ગઈ તો તે તમારા માટે લાલ ઊંટો કરતાં પણ બેહતર હશે. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત, પેજ–૫૬૪)*

ઈસ્લામ સ્વીકારવા અથવા સુલહ કરવાને બદલે હઝરત અલી رضی اللہ عنہથી મુકા઼બલો કરવાના માટે મુરહ્‌હબ આ શૌર્ય ગીત ગાતો ગાતો કિલ્લાની બહાર નીકળ્યો :–

(અર્થ) "બેશક ! ખૈયબર જાણે છે કે હું મુરહ્‌હબ છું ! હથિયારોથી સજ્જ, બહાદુર અને અનુભવી છું." હઝરત અલી رضی اللہ عنہએ એના જવાબમાં શૌર્યગીતનો શેઅર પઢયો :–

(અર્થ) "હું તે શખ્સ છું કે મારી માએ મારું નામ "શેર"

રાખ્યું છે. મારી સૂરત ઝાડીઓમાં રહેનારા સિંહની જેવી ખૈફનાક છે.''

મુરહ્હબ ઘણા ઘમંડપૂર્વક આવ્યો હતો પરંતુ શેરે ખુદા અલીએ મુર્તઝા رضی اللہ عنہએ એટલા જોરથી તલ્વાર મારી કે તેને માથાને કાપતી દાંતો સુધી પહોંચી ગઈ અને તે જમીન પર ઢગલો થઈ ગયો. ત્યાર બાદ આપે ફતહનું એલાન કરી આપ્યું.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضی اللہ عنہથી રિવાયત છે કે એ દિવસે આપે ખયબરનો દરવાજો પોતાની પીઠ પર ઉઠાવી લીધો હતો અને તેના પર મુસલમાનોએ ચઢીને કિલ્લાને ફતહ કરી લીધો હતો, ત્યાર બાદ આપે તે દરવાજો ફેંકી દીધો. જ્યારે લોકોએ તેને ઘસેડીને બીજી જગાએ નાખવા ચાહ્યું તો ચાલીસ માણસોથી ઓછા લોકો તેને ઉઠાવી ન શક્યા. *(તારીખુલ ખુલફા, પેજ–૧૧૪)*

અને ઈબ્ને અસાકિરે અબૂ રાફેઅથી રિવાયત કરી છે કે હઝરત અલી رضی اللہ عنہએ જંગે ખયબરમાં કિલ્લાનું ફાટક હાથમાં લઈને તેને ઢાલ બનાવી લીધું, તે ફાટક એમના હાથમાં સતત રહ્યું અને તે લડતા રહ્યા, ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ તેમના હાથે ખયબરને ફતહ કરાવ્યો. ત્યાર બાદ ફાટકને આપણે ફેંકી આપ્યું. લડાઈથી ફારિગ થયા બાદ અમારી સાથે કેટલાય માણસોએ મળીને તેને પલટાવવા ચાહ્યું પણ તે ન પલ્ટાયું. *(તારીખુલ ખુલફા, પેજ–૧૧૪)*

## ★ આપનો દેખાવ ★

હઝરત અલી رضی اللہ عنہ શરીરના તાજા હતા. મોટાભાગે લોખંડની ટોપી ઉપયોગ કરવાથી માથાના વાળ ખરી ગયેલા હતા.

આપ ખૂબ જ મજબૂત અને મધ્યમ કદના નીચાઈવાળા હતા. આપનું પેટ અન્ય અંગો કરતાં સહેજ ભારે હતું. ખભાઓ વચ્ચેનો ગોશ્ત ભરેલો હતો. પેટથી નીચેનું શરીર ભારે હતું. રંગ ઘઉંવર્ણો હતો. આખા શરીર પર લાંબા લાંબાવાળ, આપની દાઢી મુબારક ગાઢ તથા લાંબી હતી.

મશહૂર છે કે એક યહૂદીના દાઢી ખૂબ જ ટૂંકી હતી, હડપચી પર અમુક જ ગણત્રીના વાળ હતા અને હઝરત અલી رضى الله عنهની દાઢી મુબારક ખૂબ જ ગાઢ અને લાંબી હતી. એક દિવસે તે યહૂદી હઝરત અલી رضى الله عنهને કહેવા લાગ્યો, હે અલી ! તમારો એ દાવો છે કે કુર્આનમાં સર્વ ઈલ્મો છે અને તમે ઈસ્લામના શહેરના દરવાજા છો, તો બતાવો ! કુર્આનમાં તમારી ગાઢ દાઢી અને મારી ટૂંકી દાઢીનું પણ વર્ણન છે. હઝરત અલી رضى الله عنهએ ફર્માવ્યું, હા ! સૂરએ અઅ્રાફમાં છે :–

وَالْبَلَدُ الطَّيِّبُ يَخْرُجُ نَبَاتُهٗ بِاِذْنِ رَبِّهٖ
وَالَّذِىْ خَبُثَ لَا يَخْرُجُ اِلَّا نَكِدًا

"જે સારી જમીન છે તેની હરીયાળી અલ્લાહના હુમકથી ખૂબ નીકળે છે અને જે ખરાબ જમીન છે એમાંથી નથી નીકળતી પણ મુશ્કેલી થી થોડી." *(પારા–૮, રૂકૂઅ–૧૪)*

તો હે યહૂદી ! એ સારી જમીન મારી હડપચી છે અને ખરાબ જમીન તારી હડપચી છે.

જાણવા મળ્યું કે હઝરત અલી رضى الله عنهનો ઈલ્મ ઘણો જ વિશાળ હતો કે પોતાની ગાઢ દાઢી અને યહૂદીની ટૂંકી દાઢીનું વર્ણન આપે કુર્આન મજીદમાં સાબિત કરી દેખાડયું : અને એ

પણ સાબિત થયું કે કુર્આન સર્વ ઈલ્મોનો ખજાનો છે, પણ લોકોની બુધ્ધિઓ એને સમજવાથી લાચાર છે.

## હઝરત અલી رضی اللہ عنہની ફઝીલત હદીષોની રોશનીમાં

હઝરત અલી رضی اللہ عنہની ફઝીલતમાં ઘણી બધી હદીષો આવેલી છે, બલ્કે ઈમામ અહમદ رحمۃ اللہ علیہ ફર્માવે છે કે જેટલી હદીષો આપની ફઝીલતમાં છે એટલી કોઈ અન્ય સહાબીની ફઝીલતમાં નથી. બુખારી તથા મુસ્લિમમાં હઝરત સઅદ બિન વક્કાસ رضی اللہ عنہથી રિવાયત છે કે ગઝવએ તબૂકના મોકા પર હઝરત અલી رضی اللہ عنہને મદીના તયબહમાં રહેવાનો હુકમ ફર્માવ્યો અને પોતાની સાથે ન લીધા તો તેમણે અર્ઝ કરી, યા રસૂલુલ્લાહ ! ﷺ આપ મને અહીં સ્ત્રીઓ તથા બાળકો પર પોતાનો ખલીફા બનાવીને છોડી જાવ છો ! તો સરકાર ﷺએ ફર્માવ્યું, શું તમો એ વાત પર રાજી નથી કે હું તમને એવી રીતે છોડી જાઉં છું કે જેવી રીતે હઝરત મૂસા علیہ السلام હારૂન علیہ السلامને છોડી ગયા ?! અલ્બત્ત ફરક કેવળ એટલો છે કે મારા બાદ કોઈ નબી થશે નહીં.

મતલબ એ છે કે જેવી રીતે હઝરત મૂસા علیہ السلامએ કોહેતૂર પર જતી વેળા ચાલીસ દિવસના માટે પોતાના ભાઈ હારૂન علیہ السلامને બની ઈસ્રાઈલ પર પોતાના ખલીફા બનાવ્યા હતા, એવી જ રીતે જંગે તબૂકની રવાનગીના સમયે હું તમને મારો ખલીફા તથા નાયબ બનાવીને જઈ રહ્યો છું જેથી જે મર્તબો હઝરત મૂસા علیہ السلامની નજીક હઝરત હારૂન علیہ السلامનો હતો એ જ મર્તબો મારી નજીક તમારો છે. એટલા માટે હે અલી ! તમારે ખુશ થવું જોઈએ.

તો એવું થયું કે આ ખુશખબરીથી હઝરત અલી رضی اللہ عنہને તસલ્લી થઈ ગઈ.

રાફઝી આ હદીષ શરીફથી હઝરત અલી رضی اللہ عنہના માટે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمના ખલીફાએ બિલા ફસ્લ (ડાયરેક્ટ) હોવાની દલીલ કરે છે જે સહીહ નથી. એટલા માટે કે હુઝૂરે એમને મુત્લક઼ ખલીફા બનાવ્યા ન હતા, બલ્કે એમની ખિલાફત કેવળ ખાનગી બાબતોની નિગરાની તથા અહલો અયાલ (ઘરવાળા)ની દેખભાળના માટે હતી. એ સબબથી રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ હઝરત મુહમ્મદ બિન મુસૈલમાને મદીનાના સુબેદાર, હઝરત સબાઅ બિન અરફતાને મદીના મુનવ્વરાના કોટવાલ અને હઝરત ઈબ્ને ઉમ્મે મકતૂમને પોતાની મસ્જિદના ઈમામ બનાવ્યા હતા. (رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْھِمْ اَجْمَعِیْنَ)

અધિક જવાબો માટે તોહફાએ ઈષ્ના અશરિયહનો અભ્યાસ કરવો.

અને હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہاથી રિવાયત છે કે સરકારે અક઼દસ صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું, અલી સાથે મુનાફિક઼ મહોબ્બત નથી કરતો અને મોમિન અલી સાથે કીનો તથા અદાવત નથી રાખતો. *(તિર્મિઝી)*

સુબ્હાનલ્લાહ ! હઝરત અલી رضی اللہ عنہની કેટલી ઉચ્ચ શાન છે કે સરકારે અક઼દસ صلی اللہ علیہ وسلمએ આપની સાથે મહોબ્બત ન કરવાને મુનાફિક઼ હોવાની નિશાની ઠરાવી, અને આપનાથી અદાવત તથા કીનો રાખવાને મોમિન ન હોવાનું માપદંડ ઠરાવ્યું, એટલે કે જે હઝરત અલી رضی اللہ عنہથી મહોબ્બત ન કરે તે મુનાફિક઼ છે અને જે અદાવત તથા કીનો રાખે તે મોમિન નથી.

અને હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہاથી રિવાયત થયેલ છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું :–

**مَنْ سَبَّ عَلِيًّا فَقَدْ سَبَّنِىْ** "જેણે અલીને બુરુ ભલુ કહ્યું તેણે તેહકીક કે મને બુરુ ભલુ કહ્યું." *(મિશ્કાત)*

અને હઝરત અલી رضی اللہ عنہને હુઝૂર صلی اللہ علیہ وسلمથી એટલી નિકટતા અને નઝદીકી હાંસલ છે કે જેણે એમની શાનમાં ગુસ્તાખી તથા બેઅદબી કરી તો જાણે કે તેણે હુઝૂરની શાનમાં બેઅદબી તથા ગુસ્તાખી કરી. સારાંશ કે તેમની તૌહીન કરવી એ હુઝૂરની તૌહીન કરવું છે. અલ્અયાઝુબિલ્લાહ !

અને હઝરત અબૂ તુફૈલ رضی اللہ عنہથી રિવાયત છે કે એક દિવસ હઝરત અલી رضی اللہ عنہએ ઉઘાડા મેદાનમાં ઘણા બધા લોકોને ભેગા કરીને ફર્માવ્યું કે હું અલ્લાહની કસમ આપીને તમને લોકોને પૂછુ છું કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ યૌમે ગદીરે ખુમમાં મારા વિશે શો ઈર્શાદ ફર્માવ્યો હતો ? તો એ મજમાથી ત્રીસ માણસો ઉભા થયા અને એ લોકોએ ગવાહી આપી કે હુઝૂર صلی اللہ علیہ وسلمએ એ દિવસે ફર્માવ્યું હતું, "હું જેનો મૌલા છું અલી પણ તેના મૌલા છે. યા ઈલાહલ આલમીન ! જે શખ્સ અલીથી મહોબ્બત રાખે તું પણ તેનાથી મહોબ્બત રાખ ! અને જે શખ્સ અલીથી અદાવત રાખે તેનાથી તું પણ અદાવત રાખ ! *(તારીખુલ ખુલફા)*

અને તિબ્રાની તથા બઝ્ઝાર હઝરત જાબિર رضی اللہ عنہથી અને તિર્મિઝી તથા હાકિમ હઝરત અલી رضی اللہ عنہથી રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું : **اَنَا مَدِيْنَةُ الْعِلْمِ وَ عَلِىٌّ بَابُهَا** "હું ઈલ્મનું શહેર છું અને અલી એના દરવાજા છે." અલ્લામા

જલાલુદ્દીન સિયૂતી رحمة الله عليه લખે છે કે આ હદીષ હસન છે અને જેમણે એને મૌઝૂઅ (મનઘડત) કહી છે તેમણે ગલતી કરી છે. *(તારીખુલ ખુલફા, પેજ–૧૧૬)*

અને હઝરત ઉમ્મે સલમા رضوان الله تعالى عليهم اجمعين થી રિવાયત છે કે રસૂલુલ્લાહ صلى الله عليه وسلمએ ફર્માવ્યુ :– **مَنْ اَحَبَّ عَلِيًّا فَقَدْ اَحَبَّنِى**''જેણે અલીથી મહોબ્બત કરી એણે મારાથી મહોબ્બત કરી.'' **وَمَنْ اَحَبَّنِى فَقَدْ اَحَبَّ اللّٰه** ''અને જેણે મારાથી મહોબ્બત કરી એણે અલ્લાહથી મહોબ્બત કરી.''

**وَمَنْ اَبْغَضَ عَلِيًّا فَقَدْ اَبْغَضَنِىْ وَمَنْ**
**اَبْغَضَنِىْ فَقَدْ اَبْغَضَ اللّٰهَ**

''જેણે અલીથી દુશ્મની કરી એણે મારાથી દુશ્મની કરી. અને જેણે મારાથી દુશ્મની કરી તેણે અલ્લાહથી દુશ્મની કરી.'' *(તારીખુલ ખુલફા બ હવાલા તિબ્રાની)*

અને બઝ્ઝાર, અબૂ યઅલા તથા હાકિમ હઝરત અલી رضى الله عنهથી રિવાયત કરે છે. તેમણે કહ્યું કે રસૂલુલ્લાહ صلى الله عليه وسلمએ મને બોલાવ્યો અને ફર્માવ્યું કે તમારી હાલત હઝરત ઈસા عليه السلام જેવી છે કે યહૂદીઓએ એમની સાથે ત્યાં સુધી દુશ્મની કરી કે તેમનાં વાલિદા હઝરત મરયમ رضى الله عنها પર તોહમત લગાડી, અને નસારાએ તેમની સાથે મહોબ્બત કરી તો એટલા સુધી હદથી વધી ગયા કે તેમને અલ્લાહ કે અલ્લાહના પુત્ર કહી આપ્યા ! હઝરત અલી رضى الله عنهએ ફર્માવ્યું, કાન ખોલીને સાંભળી લો ! મારા બારામાં પણ બે ગિરોહ બર્બાદ થશે, એક મારી મહોબ્બતમાં હદથી વધી જશે અને મારી જાત સાથે તે વાતોને જોડશે જે મારામાં

નથી, અને બીજો ગિરોહ એટલા પ્રમાણમાં અદાવત તથા કીનો રાખશે કે મારા પર આક્ષેપ લગાડશે. *(તારીખુલ ખુલફા)*

આ હદીષ શરીફની આગાહી શબ્દે શબ્દ સાચી ઠરી. બેશક ! હઝરત અલી رضی اللہ عنہના બારામાં બે ફિર્કા ગુમરાહ થઈને હલાક થઈ ગયા, એક રાફઝી અને બીજો ખારજી. રાફઝી એટલા માટે હલાક થયા કે તેમણે હઝરત અલી رضی اللہ عنہને હદથી વધારી આપ્યા, ત્યાં સુધી કે તેમને ખુદા કહી આપ્યા. (જુઓ તોહફાએ ઈષ્ના અશરિયહ, પ્રકરણ–૧) અને ખારજીઓએ એમનાથી એટલા પ્રમાણમાં અદાવત તથા દુશ્મની રાખી કે તેમને કાફિર કહી આપ્યા. (મઆઝલ્લાહિ રબ્બિલ આલમીન !)

## ★ અબૂ તુરાબ ★

હઝરત અલી رضی اللہ عنہની એક કુન્નિયત અબૂ તુરાબ પણ છે, જેમ કે શરૂમાં દર્શાવવામાં આવેલું છે. જ્યારે કોઈ શખ્સ આપને અબૂ તુરાબ કહીને પુકારતો તો આપ ઘણા જ ખુશ થતા હતા અને રહમતે આલમ صلی اللہ علیہ وسلمના લુત્ફો કરમની મજા માણતા હતા. એટલા માટે કે આ કુન્નિયત આપને હુઝૂર صلی اللہ علیہ وسلمથી જ અર્પણ થઈ હતી. એનો બનાવ આ પ્રમાણે છે કે એકવાર આપ મસ્જિદમાં આવીને સૂતેલા હતા અને આપના શરીર પર કેટલીક માટી લાગી ગઈ હતી. એટલામાં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم મસ્જિદમાં તશરીફ લાવ્યા અને પોતાના મુબારક હાથો વડે આપના શરીર પરની માટી ખંખેરતાં ફર્માવ્યું, "હે માટીવાળા ! ઉઠો !" એ દિવસથી આપની કુન્નિયત અબૂ તુરાબ થઈ ગઈ. رضی اللہ عنہ

## ★ ત્રણેવ ખલીફા અને હઝરત અલી

★ رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْھِمْ اَجْمَعِیْنَ

હઝરત અલી رضی اللہ عنہએ ત્રણેવ ખલીફાઓમાંથી દરેકની ખિલાફતને ખુશીભેર મંઝૂર કરી છે અને કોઈની ખિલાફતથી ઈન્કાર નથી કર્યો, જેવું કે ઈબ્ને અસાકિરે હઝરત હસન رضی اللہ عنہના હવાલાથી લખ્યું છે કે જ્યારે હઝરત અલી رضی اللہ عنہ બસરા તશરીફ લાવ્યા તો ઈબ્નુલ કૌવા અને કૈસ બિન ઓબાદા رضی اللہ عنہما એ ઉભા થઈને આપને પૂછયું કે આપ અમને એ બતાવો કે અમુક લોકો કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ આપનાથી વાયદો કર્યો હતો કે મારા બાદ તમે ખલીફા થશો, તો આ વાત કેટલા અંશે સાચી છે ? એટલા માટે કે આપનાથી અધિક આ મામલામાં સાચી વાત અન્ય કોણ બતાવી શકે છે ?! આપે ફર્માવ્યું, એ ગલત છે કે રસૂલુલ્લાહ ﷺએ મારાથી કોઈ વાયદો કર્યો હતો. જ્યારે મેં સૌ પ્રથમ આપની નુબુવ્વતનું સમર્થન કર્યુ તો હવે હું ગલત વાત આપની તરફ સંબંધિત નથી કરી શક્તો. જો હુઝૂર ﷺએ એ પ્રકારનો કોઈ વાયદો મારી સાથે કર્યો હોત તો હું હઝરત અબૂબક્ર તથા હઝરત ઉમર رضی اللہ عنہماને હુઝૂરના મિમ્બર પર ઉભા રહેવા ન દેત, હું એ બંનેવને આ હાથો વડે કત્લ કરી નાખત, ચાહે મારો સાથ આપનાર કોઈ ન હોત. એ તો સર્વ લોકો જાણે છે કે રસૂલુલ્લાહ ﷺને અચાનક કોઈએ કત્લ કર્યા ન હતા અને ન આપનો એકાએક વિસાલ થયો હતો. બલ્કે કેટલાય દિવસો સુધી આપની તબિઅત નાદુરુસ્ત રહી અને જ્યારે આપની બીમારી જોર પકડયું અને મોઅઝ્ઝિને આપને નમાઝના માટે બોલાવ્યા તો આપે હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہને નમાઝ પઢાવવાનો હુકમ ફર્માવ્યો અને જોતા રહ્યા. મોઅઝ્ઝિને ફરી આપને નમાઝના

માટે બોલાવ્યા તો હુઝૂરે ફરી હઝરત અબૂબક્ર સિદ્દીક઼ને નમાઝ પઢાવવા માટે કહ્યું. આપની પવિત્ર બીવીઓમાંથી એકે (એટલે હઝરત આઈશા સિદ્દીક઼ા رضی اللہ عنہا એ) હઝરત અબૂબક્ર સિદ્દીક઼ رضی اللہ عنہ ને ઈમામતથી અલગ રાખવા ચાહ્યું તો આપે નારાઝગી પ્રદર્શિત કરી અને ફર્માવ્યું કે તમે લોકો તો યૂસુફ علیہ السلام ના જમાનાની સ્ત્રીઓ છો ! અબ્રબક્રને કહો કે તે લોકોને નમાઝ પઢાવે.

હઝરત અલી رضی اللہ عنہ એ ફર્માવ્યું, કે જયારે રસૂલુલ્લાહ ﷺ નો વિસાલ થઈ ગયો તો અમે ખિલાફતના વિશે વિચારવિમર્શ કર્યા બાદ તેમને જ અમારી દુનિયાના માટે અપનાવી લીધા જેને પ્યારા મુસ્તફા ﷺ એ અમારા દીન એટલે નમાઝના માટે પસંદ કર્યા હતા, કેમ કે નમાઝ દીનનો પાયો છે અને હુઝૂર દીન તથા દુનિયા બંનેને ક઼ાઈમ કરનાર હતા. એટલા માટે અમે સૌએ હઝરત અબૂબક્ર رضی اللہ عنہ ના હાથ પર બયઅત કરી લીધી. અને સાચી વાત એ જ છે કે એઓ જ એના પાત્ર પણ હતા, એટલા માટે કોઈએ આપની ખિલાફતમાં મતભેદ નથી કર્યો, અને ન કોઈએ કોઈને નુકસાન પહોંચાડવાનો ઈરાદો કર્યો અને ન કોઈએ આપની ખિલાફતથી મોઢું ફેરવ્યું. એ જ કારણે મેં આપનો હક્ક઼ અદા કર્યો અને આપની ઈતાઅત કરી. મેં આપના લશ્કરમાં શરીક થઈને કાફિરો સાથે જંગ કરી, માલે ગનીમત અને બયતુલ માલથી જે આપે આપ્યું તે અમે ખુશીપૂર્વક ક઼બૂલ કર્યું, અને દિલ ખોલીને લડયો, ત્યાં સુધી કે તેમના હુકમથી શરઈ સજાઓ પણ આપી એટલે કે હદો લાગુ કરી.

પછી હઝરત અલી رضی اللہ عنہ એ ફર્માવ્યું કે જયારે હઝરત

અબૂબક્ર સિદ્દીક઼ رضی اللہ عنہના વિસાલનો સમય નજીક આવ્યો તો તેમણે હઝરત ઉમર رضی اللہ عنہને પોતાના ખલીફા બનાવ્યા અને તે હઝરત ઉમર رضی اللہ عنہને પોતાના ખલીફા બનાવ્યા અને તે હઝરત અબૂબક્ર સિદ્દીક઼ رضی اللہ عنہના બેહતરીન જાનશીન (અનુગામી) અને સુન્નતે નબવી પર અમલ કરવાવાળા હતા, તો મેં એમના હાથ પર બયઅત કરી લીધી. હઝરત ઉમર رضی اللہ عنہને ખલીફા બનાવવા પર પણ કોઈ શખ્સે બિલકુલ મતભેદ નથી કર્યો અને ન કોઈ કોઈને નુકસાન પહોંચાડવા તૈયાર થયું અને એક વ્યક્તિ પણ આપની ખિલાફતથી બેઝાર ન થયું. મેં હઝરત ઉમર رضی اللہ عنہના હક્કો પણ અદા કર્યો અને સંપૂર્ણપણે તેમનું આજ્ઞાપાલન કર્યું અને તેમના લશ્કરમાં પણ શરીક થઈને દુશ્મનોથી જંગ કરી અને તેમણે જે કાંઈ મને આપ્યું તેને મેં ખુશીભેર લઈ લીધું. તેમણે મને લડાઈઓમાં મોકલ્યો તો તો મેં દિલ ખોલીને કાફિરો સાથે મુક઼ાબલો કર્યો અને આપની ખિલાફતના જમાનામાં પણ મારા કોરડાઓ વડે મુજરિમોને સજા આપી.

હઝરત અલી رضی اللہ عنہએ પોતાનું બયાન ચાલુ રાખતાં ફર્માવ્યું કે પછી જ્યારે હઝરત ઉમર رضی اللہ عنہના વિસાલનો સમય નજીક આવ્યો તો મેં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمની સાથે પોતાની ક઼રાબત, ઈસ્લામ સ્વીકારમાં અગ્રતા અને મારી અન્ય ફઝીલતોનાં પ્રતિ દિલમાં વિચારણા કરી તો મને એ ખયાલ જરૂર પેદા થયો કે હવે હઝરત ઉમરને મારી ખિલાફતના બારામાં કોઈ વાંધો હશે નહીં. પરંતુ લગભગ હઝરત ઉમરને એ ખૌફ થયો કે તે ક્યાંક એવા ખલીફાનું નામ ન સૂચવે કે જેના અમલોનો ખુદ હઝરત ઉમરને

ક઼બરમાં જવાબ આપવા પડે. આ ખયાલને લક્ષમાં રાખીને તેમણે પોતાની ઔલાદનું નામ પણ ખિલાફતના માટે ન સૂચવ્યું, બલ્કે ખલીફા નિયુક્ત કરવાનો મસ્અલો છ કુરૈશીઓને સોંપ્યો જેમનામાંથી એક હું પણ હતો. જ્યારે તે છ સભ્યોએ ખલીફાના સિલેક્શન માટે કમિટી બોલાવી તો મને ખયાલ પેદા થયો કે હવે ખિલાફત મને સોંપી દેવામાં આવશે, આ કમિટી મારા બરાબર કોઈ બીજાને હેસિયત આપશે નહીં, અને મને જ ખલીફા તરીકે ચૂંટી કાઢશે. જ્યારે કમિટીના સર્વ મેમ્બરો જમા થઈ ગયા તો હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ رضی اللہ عنہએ અમારા લોકોથી વાયદો લીધો કે અલ્લાહ તઆલા આપણામાંથી જેને પણ ખલીફા નિયુક્ત ફર્માવી દે તેનું અમો આજ્ઞાપાલન કરીશું, અને તેના હુકમોને ખુશીભેર પાળીશું. ત્યારબાદ અબ્દુર્રહમાન ઈબ્ને ઔફે હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہના હાથ પર બયઅત કરી. એ વખતે મેં વિચાર્યું કે મારી ઈતાઅત મારી બયઅત પર ગાલિબ આવી ગઈ અને મારાથી જે વાયદો લેવામાં આવ્યો હતો તે અસલમાં બીજાની બયઅતના માટે હતો. જો કે મેં હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہના હાથ પર પણ બયઅત કરી લીધી અને પ્રથમ તથા બીજા ખલીફાની જેમ તેમનું આજ્ઞાપાલન પણ ક઼બૂલ કર્યું, તેમના હક્ક઼ો અદા કર્યા, તેમની સરદારીમાં જંગો લડી, તેમના અર્પણ કરેલાને સ્વીકાર્યું અને મુજરિમોને શરઈ સજાઓ પણ આપી.

પછી હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہની શહાદત પછી મને ખયાલ પેદા થયો કે તે બંનેવ ખલીફાઓ કે જેમનાથી મેં નમાઝના સબબે બયઅત કરી હતી તેઓ વિસાલ ફર્માવી ચૂક્યા, અને જેમના માટે મારાથી વાયદો લેવામાં આવ્યો હતો તે પણ વિદાય

થઈ ગયા, જેથી એ વિચારીને મેં બયઅત લેવાની શરૂ કરી આપી. મક્કા મોઅઝ્ઝમા તથા મદીના તયબાહના રહેવાસીઓએ તથા કૂફા તેમજ બસરાના રહેવાસીઓએ મારી બયઅત કરી લીધી. હવે ખિલાફતના માટે મારા મુકાબલામાં તે શખ્સ ખડો થયો છે (એટલે હઝરત અમીર મુઆવિયહ رضی اللہ عنہ) જે હુઝૂરની નિકટતા (સગાઈ), ઈલ્મ તથા ઈસ્લામ લાવવામાં અગ્રતામાં મારા સમાન નથી એટલા માટે એ શખ્સના મુકાબલામાં હું ખિલાફતને અધિક પાત્રતાવાળો છું. *(ખુલફાએ રાશિદીન–૧૨૧)*

## હઝરત અલી رضی اللہ عنہની કરામતો

અમીરુલ મોમિનીન હઝરત સૈયદના અલી મુર્તઝા کرم اللہ وجہہ الکریم થી ઘણી બધી કરામતો પણ જાહેર થયેલી છે જેમાંથી અમુક કરામતોનું વર્ણન અત્રે રજૂ કરવામાં આવે છે.

હઝરત અબ્દુર્રહમાન અલ્લામા જામી رحمۃ اللہ علیہ લખે છે કે કૂફામાં એક દિવસે હઝરત અલી رضی اللہ عنہએ સવારની નમાઝ નમાઝ પઢયા બાદ એક શખ્સને ફર્માવ્યું કે ફલાણા સ્થળે જાવ ત્યાં એક મસ્જિદ છે જેની બાજુમાં એક મકાન આવેલું છે એમાં એક સ્ત્રી તથા એક પુરુષ આપસમાં ઝઘડતાં જોવા મળશે, તેમને મારી પાસે લઈ આવો. તે શખ્સ ત્યાં પહોંચ્યો તો જોયું કે ખરેખર તેઓ બંનેવ આપસમાં લડી રહ્યાં છે. આપના હુકમ પ્રમાણે તે બંનેવને સાથે લઈ આવ્યો. હઝરત અલી رضی اللہ عنہએ ફર્માવ્યું, આજે રાત્રે તમારા બંનેવ વચ્ચે ખૂબ લડાઈ થઈ ! નવયુવાને કહ્યું, હે અમીરુલ મોમિનીન ! મેં આ સ્ત્રી સાથે નિકાહ કર્યો પણ જ્યારે હું તેણી પાસે આવ્યો તો મને તેના ચહેરાથી ખૂબ જ નફરત

થઈ ગઈ. જો મારા વશમાં હોત તો આ સ્ત્રીને હું એ જ સમયે મારી પાસેથી દૂર કરી આપત. તેણીએ મારી સાથે ઝઘડવાનું શરૂ કરી આપ્યું અને સવાર સુધી લડાઈ થતી રહી, ત્યાં સુધી કે આપનો મોકલેલો માણસ અમને બોલાવવા માટે આવી મહોંચ્યો. હાજરજનોને આપે જતા રહેવા ઈશારો કર્યો તો તેઓ ચાલ્યા ગયા. ત્યારબાદ આપે તે સ્ત્રીને પૂછયું, તમે આ યુવાનને ઓળખો છો ? તેણીએ કહ્યું, નહીં ! કેવળ એટલુ જાણુ છું કે એ કાલથી મારો પતિ થયો છે. આપે કહ્યું કે હવે તું સારી રીતે જાણી લઈશ, પણ સાચે સાચુ કહેજે, જૂઠ જરા પણ ન બોલીશ ! તેણીએ કહ્યું કે હું વાયદો કરું છું કે તદ્દન જૂઠુ બોલીશ નહીં. આપે ફર્માવ્યું, તું ફલાણાની પુત્રી ફલાણી છે ? તેણીએ કહ્યું, હા ! હુઝૂર ! હું તે જ છું. પછી આપે ફર્માવ્યું, તારા કાકાનો પુત્ર હતો જે તારા પર આશિક઼ હતો અને તું પણ એની સાથે ખૂબ જ મહોબ્બત કરતી હતી. તેણીએ એ વાતનો પણ સ્વીકાર કર્યો. પછી આપે ફર્માવ્યું કે તું એક દિવસ કોઈ જરૂરતના કારણે રાતના સમયે ઘરની બહાર નીકળી તો તેણે તને પકડીને તારી સાથે ઝિના કર્યો અને તું સગર્ભા થઈ ગઈ. આ વાતને તેં તારા પિતાથી છુપાવી રાખી. તેણીએ કહ્યું કે બેશક ! એવું જ થયું હતું. આપે ફર્માવ્યું, પણ તારી મા સઘળો બનાવ જાણતી હતી. અને જ્યારે બાળક પેદા થવાનો સમય આવ્યો તો રાત હતી. તારી મા તને ઘરની બહાર લઈ ગઈ. તને પુત્ર પેદા થયો. તેં તેને એક કપડામાં લપેટીને દીવાલની પાછળ રાખી દીધો. સંજોગોવસાત ત્યાં એક કૂતરો પહોંચી ગયો જેને તેણે સૂંઘ્યો. તેં એ કૂતરાને એક પથ્થર માર્યો જે બાળકના માથા પર વાગ્યો જેનાથી તે ઝખ્મી થઈ ગયો. તારી માએ પોતાના

પહેરણમાંથી થોડુક કપડુ ફાડીને તેના માથા પર બાંધી આપ્યું. પછી તમો બંનેવ પરત ચાલી આવી અને પછી તમને એ બાળકની કોઈ ભાળ ન મળી. તે સ્ત્રીએ જવાબ આપ્યો, હા ! હુઝૂર, આવું જ થયું હતું. પણ હે અમીરુલ મોમિનીન ! આ બનાવને મારા અને મારી મા સિવાય કોઈ ત્રીજુ જાણતુ ન હતું.

હઝરત અલી رضی اللہ عنہએ ફર્માવ્યું, જ્યારે સવાર થઈ તો ફલાણો કૃબીલો એ છોકરાને ઉઠાવીને લઈ ગયો અને તેને ઉછેર્યો, ત્યાં સુધી કે એ યુવાન થઈ ગયો અને કૂફા શહેરમાં આવ્યો અને હવે તારી સાથે શાદી કરી લીધી. પછી આપે એ યુવાનને કહ્યું, તારુ માથુ ઉઘાડ ! તેણે પોતાનુ માથુ ખોલ્યું તો ઝખ્મની અસર જાહેર હતી. આપે ફર્માવ્યું, આ તારો પુત્ર છે ! ખુદા તઆલાએ તેને હરામ ચીજથી મેહફૂઝ રાખ્યો. ફર્માવ્યું, લે ! એને તારી સાથે લઈ જા ! તું એની પત્ની નહીં, પણ મા છે, અને આ તારો પતિ નથી પણ પુત્ર છે. *(શવાહિદુન્નબુવ્વત)*

આ બનાવથી સાફ જાહેર છે કે અલ્લાહના મહબૂબ બંદા સામાન્યજનોની જેમ નથી હોતા બલ્કે એમનામાં એવો કમાલ હોય છે કે તેઓ લોકોની સર્વ હાલતો જાણે છે. મૌલાના રૂમ رحمۃ اللہ علیہ ફર્માવે છે : (અર્થ) : અલ્લાહના મહબૂબ તમારા હાલથી રજે રજ વાકેફ છે, એટલા માટે કે એમનામાં અસ્રારે રબ્બાની (ઈલાહી રહસ્યો) ભરેલાં છે.

## ★ ફુરાતમાં તોફાન ★

કૂફાવાળાઓએ આપને અર્ઝ કરી, હે અમીરુલ મોમિનીન ! આ વર્ષે ફૂરાત નદીના પાણીની રેલને કારણે અમારી ખેતીઓ

બર્બાદ થઈ રહી છે. કેટલું સારું થાત કે આપ અલ્લાહથી દુઆ કરે કે નદીનું પાણી ઉતરી જાય. આપ ઉઠીને મકાનની અંદર તશરીફ લઈ ગયા. લોકો ઘરના દરવાજા પર આપની રાહ જોઈ રહ્યા હતા. એવામાં આપ સરકાર ﷺનો જબ્બો મુબારક પહેરીને, માથા પર અમામો બાંધેલ, હાથમાં અસા મુબારક (લાકડી) લઈને બહાર તશરીફ લાવ્યા. એક ઘોડો મંગાવીને તેના પર સવાર થયા અને ફુરાતની તરફ રવાના થયા. આમ તથા ખાસ લોકોમાંથી ઘણા બધા લોકો આપની પાછળ પાછળ ચાલ્યા. જ્યારે આપ ફુરાતના કિનારે પહોંચ્યા તો ઘોડા પરથી ઉતરીને બે રકાત નમાઝ પઢી. પછી ઉઠીને અસા મુબારક હાથમાં લીધો અને ફુરાતના પુલ પર આવી ગયા. એ વખતે હસ્નૈન કરીમૈન رضی اللہ عنہما તેમની સાથે હતા. આપે અસા વડે પાણીની તરફ ઈશારો કર્યો તો પાણીની સપાટી એક હાથ ઉતરી ગઈ. આપે પૂછયું, શું આટલુ પૂરતુ છે ? લોકોએ કહ્યું કે નહીં ! આપે ફરી અસા વડે પાણીની તરફ ઈશારો કર્યો તો પાણી એક હાથ ફરી ઉતરી ગયું. આ રીતે જ્યારે ત્રણ ફૂટ પાણીની સપાટી નીચે ઉતરી ગઈ તો લોકોએ કહ્યું, હે અમીરૂલ મોમિનીન ! બસ આટલુ પૂરતુ છે. *(શવાહિદુન્નબુવ્વત)*

## ★ પાણીનું ઝરણુ ★

જ્યારે હઝરત અલી رضی اللہ عنہ જંગે સિફફીનમાં મશગૂલ હતા, એવામાં આપના સાથીઓને પાણીની સખત જરૂરત ઉભી થઈ. લોકોએ ઘણી જ દોડધૂપ કરી પણ પાણી ન મળ્યું. આપે ફર્માવ્યું, અધિક આગળ ચાલો ! થોડાક દૂર ચાલ્યા તો એક ચર્ચ દેખાયું. આપે એ ચર્ચમાં રહેનારાને પાણીના સંબંધે પૂછયું. તેણે કહ્યું, અહીંથી છ માઈલના અંતરે પાણી મૌજૂદ છે. આપના

સાથીઓએ કહ્યું કે, હે અમીરૂલ મોમિનીન ! આપ અમને રજા આપો કે કદાચ અમે અમારી શક્તિ ખતમ થતા પહેલાં પાણી સુધી પહોંચી જઈએ. આપે ફર્માવ્યું, એની જરૂરત નથી. પછી પોતાની સવારીને પશ્ચિમ બાજુ વાળી અને એક બાજુ ઈશારો કરીને ફર્માવ્યું કે અહીંથી જમીન ખોદો ! હજી થોડીક જ જમીન ખોદવામાં આવી હતી એવામાં નીચે એક મોટો પથ્થર જાહેર થયો જેને હટાવવા માટે કોઈ હથિયાર કામ ન લાગ્યું. હઝરત અલી رضی اللہ عنہએ કહ્યું કે આ પથ્થર પાણી પર આવેલો છે જેથી કોઈ પણ રીતે એને હટાવો. આપના સાથીઓએ ખૂબ જ કોશિશ કરી પણ તેને પોતાની જગાએથી હલાવી ન શક્યા ! હવે શેરે ખુદાએ પોતાની બાંયો ચડાવીને આંગળીઓ તે પથ્થરની નીચે રાખીને જોર લગાડયું તો પથ્થર ખસી ગયો ! અને તેની નીચે ખૂબ જ ઠંડુ મીઠુ અને સ્વચ્છ પાણી જોવા મળ્યું જે એટલુ સરસ હતું કે આખા સફરમાં તેમણે આવુ પાણી પીધુ. ન હતું. સૌએ ધરાઈને પીધુ અને જેટલુ ચાહ્યું ભરી લીધું. પછી આપે એ પથ્થરને ઉઠાવીને ઝરણા પર રાખી દીધો અને ફર્માવ્યું કે એના પર માટી વાળી દો. જ્યારે પાદરીએ આ જોયું તો આપની ખિદમતમાં ઉભા થઈને ખૂબ જ અદબ સાથે પૂછયું, શું આપ પયગંબર છો ?! ફર્માવ્યું, નહીં ! શું આપ મુકર્રબ ફરિશ્તા છો ? ફર્માવ્યું, નહીં ! તો પૂછયું કે પછી આપ કોણ છો ?! ફર્માવ્યું કે હું સૈયદના મુહમ્મદુર્રસૂલુલ્લાહ ﷺનો જમાઈ છું અને તેમનો ખલીફા છું. પાદરીએ કહ્યું, હાથ લંબાવો જેથી હું આપના હાથ પર ઈસ્લામ કબૂલ કરું ! આપે હાથ લંબાવ્યો તો પાદરીએ કલ્મએ શહાદત પઢી લીધો.

આપે પાદરીને પૂછયું, શું કારણ છે કે તમો મુદ્દતથી પોતાના દીન પર કાયમ હતા અને હવે તમે ઈસ્લામ સ્વીકારી લીધો. તેણે કહ્યું, હુઝૂર ! આ ચર્ચ એના હાથ પર ફતહ થવાનું હતું જે આ પથ્થરની શીલાને ખસેડીને ઝરણુ કાઢે. અને અમારી કિતાબોમાં લખેલુ છે કે આ શીલાને ખસેડનારો પયગંબર હશે અથવા પયગંબરનો જમાઈ હશે. જ્યારે મેં જાયું કે આપે એ પથ્થરને હટાવી દીધો તો મારી મુરાદ પૂરી થઈ ગઈ અને મને જે ચીજનો ઈંતેઝાર હતો તે મળી ગઈ. જ્યારે પાદરી પાસેથી આપે આ વાત સાંભળી તો એટલું રડયા કે આપની દાઢીના વાળ ભીના થઈ ગયા. પછી ફર્માવ્યું, સર્વ તારીફ ખુદા તઆલાના માટે છે કે હું એને ત્યાં ભૂલાયેલો છોડી મૂકાયેલો નથી, બલ્કે મારુ વર્ણન એની કિતાબોમાં મૌજૂદ છે ! *(શવાહિદુન્નબુવ્વત)*

અલ્લાહ તઆલાના મહબૂબ બંદાઓને જાણ હોય છે કે જમીનમાં ક્યાં કઈ ચીજ છે, અને આ જ હકીકતમાં ઈલ્મે ગયબ છે જે સરકારે અક્દસ صلى الله عليه وسلمના સદકા વ તુફૈલથી એઓને હાંસલ થાય છે.

## ★ આપની ખિલાફત ★

હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہની શહાદતના પછી બીજા દિવસે હઝરત તલ્હા તથા હઝરત ઝુબૈર رضی اللہ عنہماના ઉપરાંત મદીના તયબહના રહેવાળા સર્વેએ આપના હાથ પર બયઅત કરી. આપ અમીરુલ મોમિનીન બની ગયા. હઝરત તલ્હા, હઝરત ઝુબૈર અને હઝરત આઈશા સિદ્દીકા رضوان الله تعالى عليهم اجمعينએ બસરા પહોંચીને હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہના કાતિલો પાસેથી કેસાસ લેવાની માગણી કરી. આપનાથી શરૂઆત થઈ અને ઘણા લોકો

એ માગણીમાં સામેલ થઈ ગયા. જયારે હઝરત અલી رضی اللہ عنہને એ વાતની જાણ થઈ તો આપ પણ ઈરાક તશરીફ લઈ ગયા. બસરા રસ્તામાં જ આવતુ હતુ. અહીં જંગે જુમલ થઈ જેમાં હઝરત તલ્હા અને હઝરત ઝુબૈર رضی اللہ عنہما શહીદ થઈ ગયા. તેમના ઉપરાંત અન્ય બંનેવ તરફ હજારો માણસો ખપી ગયા. બસરામાં આપે પંદર દિવસ રોકાણ કર્યુ અને પછી કૂફા ચાલ્યા ગયા.

આપના કૂફા પહોંચ્યા બાદ હઝરત અમીર મુઆવિયહ رضی اللہ عنہએ આપના સામે તણાવ ઉભો કર્યો. એમની સાથે શામી લશ્કર હતું. કૂફાથી હઝરત رضی اللہ عنہ પણ આગળ વધ્યા અને સિફફીના સ્થળે કેટલાય દિવસો સુધી લડાઈ ચાલુ રહી. પછી એ જંગ એક કરારનામા પર ખત્મ થઈ. બંને પક્ષના લોકો પોત પોતાના ઠેકાણે પરત થઈ ગયા. હઝરત અમીર મુઆવિયહ رضی اللہ عنہ શામ જતા રહ્યા અને હઝરત અલી رضی اللہ عنہ કૂફા પરત ચાલ્યા આવ્યા.

જયારે આપ કૂફા તશરીફ લાવ્યા તો એક જમાઅત જેને "ખારજી" કહેવામાં આવે છે તે આપનો સાથ છોડીને અલગ થઈ ગઈ અને આપની ખિલાફતનો ઈન્કાર કરીને "લા હુકમ ઈલ્લલ્લાહ" (અલ્લાહ સિવાય કોઈનો હુકમ નથી)નો નારો બુલંદ કર્યો. ત્યાં સુધી કે આપની સાથે જંગ કરવાના માટે લશ્કર તૈયાર કરી લીધું. હઝરત અલી رضی اللہ عنہએ તેમનો ખાત્મો બોલાવવા માટે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماની સરદારીમાં એક લશ્કર રવાના કર્યુ. બંનેવ વચ્ચે જંગ થઈ અને ખારજી હાર પામીને અમુક તો હઝરત અલી رضی اللہ عنہના લશ્કરમાં ભળી ગયા અને કેટલાક ભાગીને નહેરવાન ચાલ્યા ગયા અને ત્યાં પહોંચીને લૂટફાટ શરૂ કરી દીધી. છેવટે શેરે ખુદા رضی اللہ عنہએ ત્યાં જઈને તેમને ખતમ કર્યો.

## ★ ખારજીઓની સાઝિશ ★

ત્રણ ખારજી એટલે અબ્દુર્રહમાન બિન મુસ્લિમ, બર્ક બિન અબ્દુલ્લાહ અને અમ્ર બિન બુકેર મક્કા મોઅઝ્ઝમામાં એકત્ર થયા અને આપસમાં એ ફેંસલો કર્યો કે આપણે ત્રણેવ વ્યક્તિઓ હઝરત અલી ઈબ્ને અલી તાલિબ, મુઆવિયહ બિન અબૂ સુફયાન અને અમ્ર ઈબ્ને આસને કત્લ કરી દઈએ. જેથી ઈબ્ને મુલ્જિમે હઝરત અલી رضی اللہ عنہને, બર્કે હઝરત અમીર મુઆવિયહ رضی اللہ عنہને અને અમ્ર ઈબ્ને બુકૈરે હઝરત અમ્ર ઈબ્ને આસ رضی اللہ عنہને એક જ નિશ્ચિત તારીખે કત્લ કરવાનો પ્રોગ્રામ ઘડી કાઢયો, અને આ ત્રણેવ બદબખ્ત એ શહેરોએ રવાના થઈ ગયા જ્યાં જ્યાં તેમણે પોતાને સોંપેલ શખ્સને કત્લ કરવાના હતા. તેમનામાં સૌથી પ્રથમ ઈબ્ને મુલિજમ કૂફા પહોંચ્યો. ત્યાં ખારજીઓ સાથે સંપર્ક કરીને તેમની સમક્ષ પોતાનો ઈરાદો ઈરાદો જાહેર કર્યો કે તે ૧૭ રમઝાનની રાતમાં હઝરત અલી رضی اللہ عنہને શહીદ કરી નાખશે.

ઈમામ સુદ્દી ફર્માવે છે કે ઈબ્ને મુલ્જિમ એક ખારજીયા પર આશિક થઈ ગયો હતો જેનું નામ કતામ હતું. તેણે પોતાની મહેર ત્રણ હજાર દિરહમ, એક ગુલામ, એક બાંદી તથા હઝરત અલીની કત્લ રાખી હતી. ફરઝદક શાઈરે પોતાના શેઅરોમાં એના પ્રતિ નિર્દેશ કર્યો છે : (અર્થ) "મેં કોઈ સખાવત કરનારાને આવી મહેર આપતો નથી જોયો જેવું મહેર કતામનું નિશ્ચિત થયું કે ત્રણ હજાર દિરહમ, એક ગુલામ, એક બાંદી અને હઝરત અલી رضی اللہ عنہનું કત્લ ! તો આપના કત્લથી વધીને કોઈ મહેર નથી થઈ શકતી. અને આપને ઈબ્ને મુલ્જિમે જે ધોકાથી કત્લ કર્યા તો એનાથી વધીને કોઈ કત્લ નથી થઈ શકતી"

## ★ આપની શહાદત ★

હઝરત અલી મુર્તઝા كرم الله وجهه الكريم એ ૧૭ રમઝાનુલ મુબારક હિ.સ. ૪૦ના રોજ વહેલી સવારે જાગૃત થઈને પોતાના મોટા સાહબઝાદા હઝરત ઈમામ હસન رضي الله عنه ને ફર્માવ્યું, આજે રાતે ખ્વાબમાં રસૂલુલ્લાહ صلى الله عليه وسلم ની ઝિયારત થઈ તો મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આપની ઉમ્મતે મારી સાથે વિરોધી વર્તન અપનાવ્યું, અને સખત બેચેની ઉપસ્થિત કરી આપી છે. હુઝૂર صلى الله عليه وسلم એ ફર્માવ્યું, તમે જાલિમો માટે દુઆ કરો ! તો મેં આ પ્રમાણે દુઆ કરી, યા ઈલાહલ આલમીન ! તું મને એ લોકો કરતાં બેહતર લોકોમાં પહોંચાડી આપ, અને મારી જગાએ એ લોકો પર એવો શખ્સ લાગુ કરી આપ જે બુરો હોય. હજી આપ આવુ બયાન જ ફર્માવી રહ્યા હતા એવામાં ઈબ્ને નબાહ મોઅઝ્ઝિને અવાજ આપ્યો, અસ્સલાત ! અસ્સલાત ! હઝરત અલી رضي الله عنه નમાઝ પઢાવવાના માટે ઘરથી ચાલ્યા. રસ્તામાં આપ લોકોને નમાઝના માટે અવાજ આપીને જગાડતા જગાડતા ચાલતા હતા. એવામાં ઈબ્ને મુલ્જિમ આપની સમક્ષ આવી ગયો અને તેણે અચાનક આપના પર તલ્વારનો ભરપૂર વાર કર્યો. તે વાર એટલો સખત હતો કે આપની પેશાની કાનપટ્ટી સુધી કપાઈ ગઈ અને તલ્વાર દિમાગ પર જઈને રોકાયી. તલ્વાર વાગતાં જ આપે ફર્માવ્યું, ''રબ્બે કા'બાની કસમ ! હું કામયાબ થઈ ગયો !'' આપના ઝખ્મી થતાં જ ચારેવ બાજુથી લોકો દોડી આવ્યા અને ખૂનીને પકડી લીધો *(તારીખુલ ખુલફા)*

## ★ આપની વસિયત ★

હઝરત ઉક્બા બિન અબી સહબા કહે છે કે જ્યારે બદબખ્ત

ઈબ્ને મુલ્જિમે આપના પર તલ્વારનો વાર કર્યો અને આપ ઝખ્મી થયા તો હઝરત ઈમામ હસન رضی اللہ عنہ રડતા રડતા આપની ખિદમતમાં આવ્યા. આપે એમને તસલ્લી આપી અને ફર્માવ્યું, બેટા ! મારી ચાર વાતોની સાથે ચાર વાતો યાદ રાખશો. હઝરત ઈમામ હસન رضی اللہ عنہએ અર્ઝ કરી, એ કઈ વાતો છે ફર્માવો : હઝરત અલી رضی اللہ عنہએ ઈર્શાદ ફર્માવ્યો, **૧.** સૌથી મોટી માલદારી બુધ્ધિની શક્તિ છે. **૨.** બેવકૂફીથી મોટી કોઈ મુફલિસી તથા તંગદસ્તી નથી. **૩.** ગર્વ તથા અભિમાન સૌથી સખત ભયંકર છે. **૪.** સૌથી મહાન કૃપાળુ વર્તાવ છે.

હઝરત ઈમામ હસન رضی اللہ عنہએ અર્ઝ કરી કે બીજી ચાર વાતો પણ વર્ણવી આપશો. આપે ફર્માવ્યું, **૧.** બેવકૂફની મહોબ્બતથી બચો. એટલા માટે કે લાભ પહોંચાડવાનો ઈરાદો કરે છે પરંતું નુકસાન પહોંચાડે છે. **૨.** જૂઠાથી પરહેઝ કરો, એટલા માટે કે તે દૂરને નજીક અને નજીકને દૂર કરી આપે છે. **૩.** બખીલથી દૂર રહો, એટલા માટે કે તે તમારાથી એ ચીજોને છોડાવી મૂકશે જેની તમને જરૂરત છે. **૪.** ફાજિર (ખુલ્લા ગુનેહગાર)થી બચીને રહો, એટલા માટે કે તે તમને થોડીક સરખી ચીજના માટે વેચી મારશે. *(તારીખુલ ખુલફા)*

હઝરત અલી رضی اللہ عنہ સખ્ત ઝખ્મી હોવા છતાં જુમ્આ તથા શનિવાર સુધી જીવંત રહ્યા, પરંતું રવિવારે રાત્રે આપની રૂહ બારગાહે અક઼દસમાં પરવાઝ કરી ગઈ. અને એ પણ રિવાયત છે કે ૧૯, રમઝાન જુમ્આની રાતે આપ ઝખ્મી થયા અને ૨૧ રમઝાન રવિવારે હિ.સ. ૪૦માં આપની વફાત થઈ. **اِنَّا لِلّٰهِ وَ اِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ**.

ચાર વરસ આઠ મહિના નવ દિવસ સુધી આપે ખિલાફતનાં કામો અંજામ આપ્યાં અને ત્રેસઠ વરસની વયે આપનો વિસાલ થયો. હઝરત ઈમામ હસન, હઝરત ઈમામ હુસૈન તથા અબ્દુલ્લાહ ઈબ્ને જઅફર رضوان الله تعالى عليهم اجمعين એ આપને ગુસલ આપ્યું અને આપની નમાઝે જનાઝા હઝરત ઈમામ હસન رضی اللہ عنہ એ પઢાવી. આપની દફનવિધિથી પરવાર્યા બાદ અમીરુલ મોમિનીનના ક઼ાતિલ અબ્દુર્રહમાન ઈબ્ને મુલ્જિમને હઝરત ઈમામ હસન رضی اللہ عنہ એ ક઼ત્લ કરી નાખ્યો, પછી તેના હાથ પગ કાપીને એક ટોપલીમાં રાખી દીધો અને એમાં આગ લગાડી આપી જેનાથી તેની લાશ સળગીને રાખ થઈ ગઈ.

## ★ આપનો મઝાર ★

હઝરત અલી رضی اللہ عنہ ને રાતના સમયે દફન કરવામાં આવ્યા અને એક મસ્લેહતને કારણે આપનો મઝાર લોકો સમક્ષ જાહેર કરવામાં ન આવ્યો, એટલા માટે એ ક્યાં છે એના સંબંધે લોકોમાં મતભેદ છે. અબૂ બકર ઈબ્ને અયાશ કહે છે કે આપની ક઼બ્ર શરીફને એટલા માટે જાહેર કરવામાં આવી ન હતી કે ખારજી બદબખ્તો ક્યાંક તેની પણ બેહુર્મતી ન કરે. શરીક કહે છે કે આપના ફરઝંદ હઝરત ઈમામ હસન رضی اللہ عنہ એ આપના શરીર મુબારકને કેપિટલ કૂફાથી મદીના તયબહની તરફ તબદીલ કરી નાખ્યુ હતું. મુબરદે મુહમ્મદ બિન હબીબના હવાલાથી લખ્યું છે કે એક ક઼બરથી બીજી ક઼બરમાં તબદીલ કરવામાં આવનાર પ્રથમ લાશ હઝરત અલી رضی اللہ عنہ ની હતી. અને ઈબ્ને અસાકિર, સઈદ બિન અબ્દુલ અઝીઝથી રિવાયત કરે છે કે જ્યારે હઝરત અલી

كرم الله وجهه الكريم શહીદ થઈ ગયા તો આપના શરીર મુબારકને મદીના મુનવ્વરા લઈ જવા લાગ્યા જેથી ત્યાં રસૂલે કરીમ ﷺની નજીકમાં દફન કરે. લાશ એક ઊંટ પર રાખેલ હતી. રાતનો સમય હતો તે ઊંટ રસ્તામાં કોઈક બાજુ નાસી છૂટયું અને એની ભાળ ન મળી. એટલા માટે ઈરાકવાળાઓ કહે છે કે આપ વાદળોમાં વસેલા છે. અમુક લોકો કહે છે કે તલાશ તથા શોધખોળને અંતે ઊંટ તયની ભૂમીમાં મળી ગયું અને આપના શરીર મુબારકને તે ભૂમીમાં દફન કરી દેવામાં આવ્યું. *(તારીખુલ ખુલફા, પેજ–૧૨૦)*

## ★ આપની પત્નીઓ તથા ઔલાદ ★

હઝરત ફાતિમા ઝહરા رضی اللہ عنہاની વફાતના પછી હઝરત અલી كرم الله وجهه الكريم એ વિવિધ સમયોમાં આઠ સ્ત્રીઓથી નિકાહ કર્યા. આ રીતે આપની કુલ નવ પત્નીઓ થઈ, જેમનાથી પંદર પુત્રો અને સત્તર પુત્રીઓ પેદા થઈ. તે સૌનાં મુબારક નામો આ પ્રમાણે છે :

**પત્નીઓ** : **૧.** સૈયદા ફાતિમા **૨.** ખૌલા **૩.** લયલા **૪.** ઉમ્મુલ બુનૈન **૫.** ઉમ્મે વલદ **૬.** અસ્મા **૭.** ઉમ્મે હબીબ **૮.** અમામા **૯.** ઉમ્મે સઅદ

**પુત્રો** : **૧.** હસન **૨.** હુસૈન **૩.** મોહસિન **૪.** મુહમ્મદ અકબર (મુહમ્મદ બિન હુનૈફ) **૫.** અબ્દુલ્લાહ અકબર **૬.** અબૂબકર **૭.** અબ્બાસ અકબર **૮.** ઉષ્માન **૯.** જઅફર **૧૦.** અબ્દુલ્લાહ અસ્ગર **૧૧.** મુહમ્મદ અવસત **૧૨.** યહયા **૧૩.** ઔન **૧૪.** ઉમર અકબર **૧૫.** મુહમ્મદ અસગર رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ

**પુત્રીઓ :** **૧.** ઉમ્મે કુલ્સૂમ **૨.** ઝયનબ કુબરા **૩.** રુકૈયા **૪.** ઉમ્મુલ હસન **૫.** રમલતુલ કુબરા **૬.** ઉમ્મે હાની **૭.** મૈમૂના **૮.** રમલતુલ સુગરા **૯.** ઉમ્મે કુલ્સૂમ સુગરા **૧૦.** ફાતિમા **૧૧.** અમામા, **૧૨.** ખદીજા **૧૩.** ઉમ્મુલ ખૈર **૧૪.** ઉમ્મે સલમા **૧૫.** ઉમ્મે જઅફર **૧૬.** જુમાના **૧૮.** તક઼િય્યહ رِضْوَانُ اللّٰهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْنَ

## ★ આપના સોનેરી કથનો ★

આપના ઘણા કથનો છે જે સોનાના પાણી વડે લખવા પાત્ર છે. એમનામાંથી અમુક અત્રે રજૂ કરવામાં આવે છે :

**૧.** ઈલ્મ માલથી બેહતર છે. ઈલ્મ તારી રક્ષા કરે છે અને તું માલની. ઈલ્મ હાક઼િમ છે અને માલ મહકૂમ. માલ ખર્ચવાથી ઘટે છે અને ઈલ્મ ખર્ચ કરવાથી વધે છે.

**૨.** આલિમ તે જ શખ્સ છે જે ઈલ્મ પર અમલ પણ કરે અને પોતાના અમલને ઈલ્મના પ્રમાણે બનાવે.

**૩.** હલાલની ખ્વાહિશ એ જ શખ્સની અંદર પેદા થાય છે જે હરામની કમાઈ છોડવાની સંપૂર્ણ કોશિશ કરે છે.

**૪.** તક઼દીર ઘણો જ ઊંડો સમુદ્ર છે એમાં ડૂબકી ન મારો.

**૫.** ખુશ અખ્લાક઼ી (સદ્‌વર્તન) બેહતરીન દોસ્ત છે અને અદબ (શિસ્ત) શ્રેષ્ઠ વારસો છે.

**૬.** જાહિલોની દોસ્તીથી બચો કે કેટલાયે બુધ્ધિશાળીઓને તેમણે તબાહ કરી નાખ્યા છે

**૭.** પોતાનું રાઝ કોઈના પર જાહેર ન કરો કે દરેક શુભેચ્છકના માટે કોઈ શુભેચ્છક હોય છે.